સંશોધક તથા ટીકાકાર,

**ભટ્ટ રામશંકર મોનજી.**

મોક્ષમંદિર-અમદાવાદ



# મોહમુદ્ગર સ્તોત્ર.

મોક્ષમણી બીજો ભાગ-આદ્યશંકરાચાર્યની અદ્ભુત વાણી.

Reg No. 138.

પદચ્છેદ, શબ્દાર્થ તથા સાદા ગુજરાતી
ભાષાંતર સહિત

---

પ્રકાશક-પરિખ મોહનલાલ ગોવીંદલાલ
કાળુપુર, ગુદીની પોળ-અમદાવાદ.



બીજી આવૃત્તિ　　સંવત ૧૯૮૦　　પ્રત ૨૦૦૦.

કીંમત ૦-૦-૬.

દર સો નકલ એક આના લેખે રૂ ૬-૪-૦.

નોધ-થોડુ ભણેલા સ્ત્રી પુરૂષોને પણ ઉત્તમ દેશનો લાભ મળે તેવા હેતુથી શ્લોકો ગુજરાતી ટાઇપમા છપાવ્યા છે તેમ તેનુ ભાષાતર પણ ઘણીજ સાદી ભાષામા કર્યુ છે, વળી તેની કીંમત ઘણીજ થોડી છે

# मोहमुद्गर स्तोत्र.



**મોહ એટલે આસક્તિ-મુદ્ગર એટલે હથોડો અગર મોઘરી. બેઉનો અર્થ આસક્તિને તોડવા માટે હથોડા જેવો ઉપદેશ.**

---

**मूढ जहीहि धनागमतृष्णां, कुरु सद्बुद्धिं मनसि वितृष्णाम् ।**
**यल्लभसे निजकर्मोपात्तं, वित्तं तेन विनोदय चित्तम् ॥ १ ॥**

મૂઢ જહીહિ ધનાગમતૃષ્ણા, કુરૂ સદ્બુદ્ધિ મનસિ વિતૃષ્ણામ્ ।
યલ્લભસે નિજકર્મોપાત્ત, વિત્ત તેન વિનોદય ચિત્તમ્ ॥ ૧ ॥

અર્થ—હે મૂઢ પુરૂષ ! ધનની આવકની-મેળવવાની તૃષ્ણાને તજી દે, અને મનમા સારી બુદ્ધિ તથા તૃષ્ણા રહિતપણુ પેદા કર મજુરીથી ઉત્પન્ન થએલુ જે દ્રવ્ય તને મળે, તેવડે તારા મનને રાજી રાખ

વિવેચન—સૌ સતોષથી ધરાય છે, પણ કોઇ તૃષ્ણાથી ધરાતા નથી સુદરદાસજી કહે છે કે "સુદર એક સતોષ બિના શઠ તેરી તો ભૂખ કબુ ના ગઇ" જેને ખાવાપિવા ન મળતુ હોય તેતો લાચાર છે, પણ જેમને ખાવા કરતા ઘણુ છે, તેઓ પ્રભુને વિસારીને હાયધ ધો કરતા હોય તો પામર સમજવા

**अर्थमनर्थं भावय नित्यं, नास्ति ततः सुखलेशः सत्यम् ।**
**पुत्रादपि धनभाजां भीतिः, सर्वत्रैषा विहिता नीतिः ॥ २ ॥**

---

૧ પદચ્છેદ—**मूढ**-હે મૂઢ પુરૂષ ! **जहीहि**-તજી દે **धनस्य आगमन धनागमन—तस्य तृष्णा-धनागमतृष्णा-ताम्-धनागमतृष्णां**-ધનની આવકની તૃષ્ણાને **कुरु**-કર **सद्बुद्धिं**-સારી બુદ્ધિને **मनसि**-મનમા. **वितृष्णाम्**-તૃષ્ણાથી રહિતપણુ **यत् लभसे**-જે (**वित्त**-દ્રવ્ય) (તુ) મેળવે છે. **निज**-પોતાના **कर्मोपात्त**-(**कर्मणा उपात्त**) કર્મ વડે એટલે કાર્ય કરીને-મજુરીથી મળેલુ **वित्त**-દ્રવ્ય **तेन**-તેનાથી **विनोदय**-રાજી રાખ, આનદ આપ **चित्तम्**-ચિત્તને-મનને

૨ પદચ્છેદ—**अर्थम् अनर्थम्**-અર્થને અનર્થરૂપ, નુકશાન કર્તા **भावय**-માન, ગુણ **नित्य**-હમેશા **न अस्ति**-નથી **ततः**-તેથી **सुख**-

અર્થમનર્થં ભાવય નિત્ય, નાસ્તિ તત સુખલેશ સત્યમ્ ।
પુત્રાદપિ ધનભાજા ભીતિઃ, સર્વત્રૈષા વિહિતા નીતિ ॥ ૨ ॥

**અર્થ**—હમેશા દ્રવ્યને નુકશાનકર્તા સમજ-ગણ, કારણ કે તેથી ખરેખર (વાસ્તવીક રીતે) જરા પણ સુખ નથી ધનવાનોને પુત્રથી પણ ભય હોય છે, આવો વ્યવહાર અગર આવી રીત જગતમા પ્રસિદ્ધ છે

**વિવેચન**-સગામા સ્નેહ વધારનાર દ્રવ્ય છે, છતા આમ કેમ કહેવાતુ હશે ! એવી શકા થાય તો યાદ રાખો કે હમેશા દ્રવ્ય આપો, પણ એકવાર ન આપો, એટલે વિખવાદ થાય, અગર આપ્યા પછી માગો તો વિખવાદ થાય છે-માટે જ્યા સબધ જાળવવો હોય ત્યા દ્રવ્યને વચમા રાખવુ નહી કદાચ રાખવુ પડે તો એમાથી એકે તો જરૂર ઘસારો ખાઇ લેવા તૈયાર રહેવુ ગરીબના બૈરા મજુરી કરીને ખાતા હશે તો ત્યા સપ હશે, અને ધનવાનના બૈરા મોતીના દાગીના પહેરતા હશે તો ત્યા એક બીજાની સામુ મો મરડતા હશે અને એકબીજા મરી જાય એવી વાટ પણ જોતા હશે માટે જેમ બને તેમ આ વિષ (દ્રવ્ય) વધારવામા થોડો પ્રયત્ન સેવવો આ ધનની નીદા ન સમજશો ધન તો સસારનુ સુખાન છે દ્રવ્ય હોય તો જેમ બને તેમ તેને સત્કર્મમા વાપરતા શીખો-આવે તેમ જતુકરો, તો તે દ્રવ્ય હરકત કરી શકે તેમ નથી

का ते काता क ते पुत्रः, ससारोऽ मतीव विचित्रः ।
कस्य त्व कः कुत आयात स्तत्त्व चिंतय यदिद भ्रातः ॥ ३ ॥

કા તે કાતા કસ્તે પુત્ર, સસારોઽયમતીવ વિચિત્ર ।
કસ્ય ત્વ ક કુત આયાતસ્તત્ત્વ ચિંતય યદિદ ભ્રાતઃ ॥ ૩ ॥

**અર્થ**—હે ભાઇ ! તારી સ્ત્રી કઇ ? તારો પુત્ર કયો ? તુ કોનો ? કોણ અને કયાથી આવ્યો ? એ પ્રમાણે આ સસાર અત્યત વિચિત્ર ગુચવણવાળો છે માટે જે આ સત્ય છે તે તત્ત્વનો વિચાર કર તત્ત્વ-એટલે જે સત્ય છે તેનો તુ વિચાર કર

---

**लेश**-સુખનો લેશ, જરા પણ સુખ **सत्यम्**-ખરેખર **पुत्रात्+अपि**-પુત્રથી પણ **धन भजन्ति इति धनभाज**-तेषाम् **धनभाजा**-ધનવાનોને **भीति**-ડર **सर्वत्र**-તમામ ઠેકાણે **एषा नीति**-આવો વ્યવહાર-ન્યાય **विहिता**-પ્રસિદ્ધ-સામાન્ય

૩ પ સ્છેદ—**का**-કઇ **ते**-તારી **काता**-સ્ત્રી **क**-કોણ **ते**-તારો **पुत्र**-પુત્ર **अयम्**-આ **ससार**-સસાર **अतीव**-ઘણો, અત્યત **विचित्र**-ગુચવણવાળો **कस्य**-કોનો **त्व**-તુ **क**-કોણ **कुत**-કયાથી **आयात**-આવેલો **तत्त्व**-તેને તુ **चिंतय**-વિચાર **यत्**-**इद**-જે આ (છે) **भ्रात**:-ભાઇ

मा कुरु जनधनयौवनगर्वं, हरति निमेषात् कालः सर्वम् ।
मायामय-मिद्-मखिलं-हित्वा, ब्रह्मपदं त्वं प्रविश विदित्वा ।४।

મા કુરુ જનધનયૌવનગર્વં, હરતિ નિમેષાત્ કાલ· સર્વમ્ ।
માયામય-મિદ-મખિલં હિત્વા, બ્રહ્મપદ ત્વ પ્રવિશ વિદિત્વા ॥ ૪ ॥

અર્થ—નોકર, દ્રવ્ય અને જુવાનીનો ગર્વ ન કર કાળ ઘડીવારમા સર્વને હણે છે નાશ કરે છે આ તમામ માયામયને તજીને, તુ બ્રહ્મપદને જાણીને-ઓળખીને તેમા પ્રવેશ કર, દાખલ થા

काम क्रोधं लोभं मोहं, त्यक्त्वाऽऽत्मानं भावय कोऽहम् ।
आत्मज्ञान-विहीना मूढाः, पच्यते ते नरकनि ढाः॥ ५ ॥

કામ ક્રો લોભ મોહ, ત્યક્ત્વાઽઽત્માન ભાવય કોઽહમ્ ।
આત્મજ્ઞાન-વિહીના મૂઢાઃ, પચ્યતે તે નરકનિગઢા ॥ ૫ ॥

અર્થ—કામ, ક્રોધ, લોભ તથા મોહને તજીને હુ કોણ છઉં, એવો આત્માનો વિચાર કર-ભાવના કર જેઓ આત્મજ્ઞાન રહિત મૂઢ પુરૂષો છે તે ઉડા નરકમા દટાયેલા અગર બુડેલા રધાય છે તાત્પર્ય તેમના દુખોનો પાર આવનો નથી

सुरमंदिर-तरुमूलनिवासः, शय्या भूतलमजिनं वासः ।
सर्व परिग्रह भोगत्यागः, कस्य सुख न करोति विरागः ॥ ६ ॥

---

૪ પદચ્છેદ—मा कुरु-કર નહી जन+धन+यौवन+गर्व-નોકરો, દ્રવ્ય અને જુવાનીનો ગર્વ हरति-હરે છે निमेषात्-અલ્પકાળમા काल-કાળ सर्वम्-સર્વને माया मयम्+इदम्+अखिल-આ સર્વ માયામયને-हित्वा-ત્યાગ કરીને, તજીને ब्रह्मपदं-બ્રહ્મપદમા त्व-તુ प्रविश-પ્રવેશ કર विदित्वा-જાણીને

૫ પદચ્છેદ—काम-કામ-વિષય સુખ-રતિ સુખ. क्रोध-ક્રોધ लोभ-લોભ मोह-મોહ, આસક્તિ त्यक्त्वा-તજીને आत्मान-આત્માનો भावय-ભાવના કર, વિચાર કર क अहम्-હુ કોણ ? आत्मज्ञानेन विहीना आत्मज्ञानविहीना -આત્મજ્ઞાન રહિત मूढा -મૂઢ પુરૂષો पच्यते-રધાય છે. ते-તેઓ नरके निगूढाः नरक निगूढा —નરકમા ઉડા દટાયેલા-બુડેલા.

૬ પદચ્છેદ—सुरमन्दिर-દેવ મદિરમા तरुमूलनिवास -વૃક્ષના મૂળમા વાસ शय्या-શયન. भूतल-જમીન ઉપર अजिन-મૃગચર્મ-ચામડુ वास.-( वासस મુળ શબ્દ છે ) વસ્ત્ર. सर्व-સર્વે परिग्रह-સ્ત્રી પુત્ર ભોગનો

સુરમંદિર-તરૂમૂલનિવાસઃ, શય્યા ભૂતલમજિનં વાસઃ ।
સર્વ પરિગ્રહ ભોગત્યાગઃ, કસ્ય સુખં ન કરોતિ વિરાગ ॥ ६ ॥

અર્થ—દેવમંદિર અગર વૃક્ષના મૂળમાં વાસ, જમીન ઉપર શયન, મૃગચર્મનું વસ્ત્ર, તથા સ્ત્રી, પુત્ર, ધન વિગેરે આસક્તિ-પેદા કરાવનારામાં ભોગનો ત્યાગ આ પ્રમાણે થતો વૈરાગ્ય કોને સુખ આપતો નથી ?

**शत्रौ मित्रे पुत्रे बंधौ, मा कुरु यत्नं विग्रहसंधौ ।**
**भव समचित्तः सर्वत्र त्वं, वाछस्यचिराद्यदि विष्णुत्वम् ॥ ७ ॥**

શત્રૌ મિત્રે પુત્રે બંધૌ, મા કુરૂ યત્નં વિગ્રહસંધૌ ।
ભવ સમચિત્ત સર્વત્ર ત્વં, વાછસ્યચિરાદ્યદિ વિષ્ણુત્વમ્ ॥ ७ ॥

અર્થ—શત્રુમાં, મિત્રમાં, પુત્રમાં અને ભાઇમાં કજીયા અગર સમાધાનમાં ( માટે ) યત્ન ન કર જો થોડા કાળમાં-થોડા વખતમાં-આત્માનું સુખ મેળવવા ઇચ્છતો હો તો તમામ ઠેકાણે તું સમાનચિત્તવાળો થા

**त्वयि मयि चान्यत्रैको विष्णुर्व्यर्थं कुप्यसि सर्वसहिष्णुः ।**
**सर्वस्मिन्नपि पश्यात्मानं, सर्वत्रोत्सृज भेदाज्ञानम् ॥ ८ ॥**

ત્વયિ મયિ ચાન્યત્રૈકો વિષ્ણુ, વ્યર્થં કુપ્યસિ સર્વસહિષ્ણુઃ ।
સર્વસ્મિન્નપિ પશ્યાત્માનં, સર્વત્રોત્સૃજ ભેદાજ્ઞાનમ્ ॥ ८ ॥

અર્થ—તારામાં, મારામાં અને બીજે તમામ ઠેકાણે એકજ વિષ્ણુ-ભગવાન-બ્રહ્મ છે તમામ દુઃખ સહન કરવાના તું સ્વભાવવાળો છો છતાં નકામો કોપ કરે છે-ખીજાય છે તે બ્રહ્મને ( જુદું સમજ્યા વિના ) તમામમાંજ જો અને સર્વ સ્થળે ભેદથી થએલા અજ્ઞાનને અગર ભેદરૂપ અજ્ઞાનનો ત્યાગ કર મારૂં તારૂં એજ મોટામાં મોટો ભેદ

---

ધન વિગેરે આસક્તિ કરાવનારાઓમાં **भोगस्य त्याग भोगत्याग**-ત્યાગ **कस्य**-કોને **सुखं न करोति**-સુખ નથી કરતો **विराग.**-વૈરાગ્ય

७ પદચ્છેદ —**शत्रौ**-શત્રુમાં **मित्रे**-મિત્રમાં **पुत्रे**-પુત્રમાં **बंधौ**-ભાઇમાં **मा कुरु**-ન કર **यत्न**-યત્ન **विग्रहसंधौ**-કજીયા અગર સમાધાનમાં **भव**-થા **समचित्त**-સમાન ચિત્તવાળો **सर्वत्र**-તમામ ઠેકાણે **त्व**-તું **वाछसि**-ઇચ્છતો હો **अचिरात्**-થોડા વખતમાં **यदि**-જો **विष्णुत्व**-બ્રહ્મપણું, સ્વરૂપ-આત્માનું સુખ

८ પદચ્છેદ—**त्वयि**-તારામાં **मयि**-મારામાં **च**-અને **अन्यत्र**-બીજે **एक**-એક **विष्णु**-વિષ્ણુ, બ્રહ્મ **व्यर्थं**-નકામો **कुप्यसि**-કોપે છે

**प्राणायाम प्रत्याहार, नित्यानित्य-विवेक-विचारम् ।**
**जाप्यसमेत-समाधिविधानं, कुर्ववधान महदवधानम् ॥ ९ ॥**

પ્રાણાયામ પ્રત્યાહાર, નિત્યાનિત્ય-વિવેક-વિચારમ્ ।
જાપ્યસમેત-સમાધિવિધાન, કુર્વવધાન મહદવધાનમ્ ॥ ૯ ॥

**અર્થ**—પ્રાણાયામ, પ્રત્યાહાર, સત્ય અસત્યના વિવેકનો વિચાર, જપવા યોગ્ય જે પ્રભુનુ નામ છે તે નામ સહિત સમાધિની ક્રિયા કર અને જેમા મોટામા મોટો નિશ્ચય છે અગર લાભ છે એવી ક્રિયા કર એટલે ચાલતા, હાલતા, ખાતા, પીતા, બેસતા, ઉઠતા વિગેરે તમામ ક્રિયા કર, પણ પ્રભુને ( બ્રહ્મને ) વિસરીશ નહીં

**नलिनीदलगतसलिल तरलं, तद्वज्जीवितमतिशयचपलम् ।**
**विद्धि व्याध्यभिमानग्रस्तं, लोक शोकहतं च समस्तम् ॥ १० ॥**

નલિનીદલગતસલિલ તરલ, તદ્વજ્જીવિતમતિશયચપલમ્ ।
વિદ્ધિ વ્યાધ્યભિમાનગ્રસ્ત, લોક શોકહત ચ સમસ્તમ્ ॥ ૧૦ ॥

---

**सर्वसहिष्णु ( सहते इत्येव शील सहिष्णु )**-સર્વને સહન કરી શકે તેવા છો **सर्वस्मिन्×अपि**-તમામમાજ **पश्य**-જો **आत्मान**-આત્માને **सवत्र**-તમામ ઠેકાણે **उत्सृज**-તજી દે, ત્યાગ કર **भेदस्य अज्ञानम्**-ભેદના અજ્ઞાનને અગર ભેદરૂપી અજ્ઞાનને

૯ પદચ્છેદ—**प्राणस्य आयाम**-પ્રાણવાયુને રોકવો તે **प्रत्याहार**-પ્રાણાયામના વખત કરતા વધારે વખત સુધી પ્રાણ વાયુને રોકવો તે પ્રત્યાહાર **नित्य×अनित्य×विवेक×विचार**-નિત્ય તથા અનિત્ય-સત્ય તથા અસત્યના વિવેકનો વિચાર **जाप्येन समेत समाधे विधान**-જપવા યોગ્ય છે તે પ્રભુ નામ સહિત સમાધિની ક્રિયા **कुरु**-કર **अवधान**-ક્રીયા (યોગ).

**महत् अवधानम यस्मिन् तद् महदवधानम्**-જેમા મોટુ કાર્ય છે, મોટો લાભ છે એટલે મોક્ષનુ સાધન કર

૧૦ પદચ્છેદ—**नलिनी**-કમળ **दल**-પાખડી **गत**-પર પડેલુ **सलिलं**-જળ **तरल**-ચપળ **तद्वत्**-તેના જેવુ **जीवितम्**-જીવવુ તે **अतिशय**-ઘણુ **चपलम्**-ચપળ **विद्धि**-જાણ, સમજ **व्याधिश्च अभिमानश्च व्याध्यभिमानौ-ताभ्याम् ग्रस्त व्याध्यभिमानग्रस्त** રોગ તથા અભિમાનથી ઘેરાએલા **लोक**-લોક, માણસો અગર દુનિયા-જગત્ **शोकेन हत शोकहत**-શોકથી હણાએલા **च**-અને **समस्तम्**-સકળ, સર્વ

**અર્થ**—કમળની પાખડી ઉપર પડેલા જળના ટીપા જેવું તારુ જીવવાને અતિશય ચપળ જાણ-ટીપાને ખરી પડતા વાર લાગવાની નથી, તેમ તને મરી જતા વાર લાગવાની નથી સકળ જગત્ સસારમા પડેલા જીવો વ્યાધિ અને અભિમાનથી ઘેરાએલા છે અને શોકથી હણાએલા છે-તાત્પર્ય વ્યાધિ અગર અભિમાન માન અકરામ યાદ-ખેતાબ અગર શોકમા દુનીયાના જીવો ડુબેલા છે

**गुरुचरणाम्बुजनिर्भरभक्तः, संसारादचिराद्भव मुक्तः ।**
**सेंद्रियमानसनियमादेवं, द्रक्ष्यसि निजहृदयस्थदेवम् ॥ ११ ॥**

**ગુરુચરણામ્બુજનિર્ભરભક્તઃ, સસારાદચિરાદ્ભવ મુક્ત ।**
**સેંદ્રિયમાનસઃ નિયમાદેવ, દ્રક્ષ્યસિ નિજહૃદયસ્થ દેવમ્ ॥ ૧૧ ॥**

**અર્થ**—તું ગુરૂના કમળ સરખા ચરણમા સારો-પરિપૂર્ણ ભક્ત હોવાથી તુને ગુરૂમા અથાગ પ્રેમ હોવાથી અને ઇદ્રિયો સહિત મનને નિયમમા રાખવાથી આ પ્રમાણે કરતા-તુ તારા હૃદયમા બીગજેલા પ્રભુને જોઇશ

**વિવેચન**—સદ્‌ગુરૂ હમેશા ઇદ્રિઓને વશ કરવાની ભલામણ કરે છે તે ભલામણ જે શીષ્યને ગુરૂના વચનમા વિશ્વાસ હોય છે તે પાળે છે અને એ પ્રમાણે વર્તતા સાક્ષાત્કાર થવા સભવ છે

**का तेऽष्टादशदेशे-चिंता, वातुल तव किं नास्तिनियंता ? ।**
**यस्त्वा हस्ते सुदृढनिबद्धं, बोधयति प्रभवादिविरुद्धम् ॥ १२ ॥**

**કા તેઽષ્ટાદશદેશે-ચિતા, વાતુલ તવ કિ નાસ્તિ નિયતા ?**
**યસ્ત્વા હસ્તે સુદૃઢનિબદ્ધ બોધયતિ પ્રભવાદિવિરૂદ્ધમ્ ॥ ૧૨ ॥**

---

૧૧ પદચ્છેદ—**गुरुचरणाम्बुजे**-( ગુરૂના કમળ સરખા ચરણમા ) **निर्भरभक्त**-પરિપૂર્ણ ભક્ત **संसारात्**-સસારમાથી **अचिरात्**-જલદીથી **मुक्तः भव**-છુટો થઈ જા **सेंद्रिय**-ઇદ્રિઓ સહિત **मानसनियमात् एव**-મનને નિયમમા રાખવાથી, આ પ્રમાણે **द्रक्ष्यसि**-જોઇશ **निजहृदयस्थ**-પોતાના હૃદયમા બેઠેલા-બીગજેલા **देवम्**-દેવને બ્રહ્મને પ્રભુને

૧૨ પદચ્છેદ—**का**-શી તે તારે **अष्टादश**-અઢાર **देशे**-દેશમા, દેશ શતા ( સતિ સપ્તમી ) **चिंता**-ફીકર **वातुल**-ગાયડા નકામો બકવાદ કરનાર **तव**-તારો **किं**-કેમ ? **न अस्ति**-નથી **नियता**-તને ગોઠવણ કરનાર-તપાસ રાખનાર **य**-જે **त्वां**-તને **हस्ते**-હાથમા **सुदृढ निबद्ध**-

**અર્થ**—હીદના અઢાર દેશોમા, તને ખાવા પીવા આપે એવા હજારો શ્રદ્ધાળુ હરિજનો છે છતા તને વસ્ત્ર તથા અન્નની ચીંતા કેમ થાય છે ? હે નકામો બકવાદ કરનાર ! શુ તારો કોઇ નિયતા નથી ? જેણે માતાના ગર્ભમા તારૂ પોષણ કર્યું તે શુ હવે તારૂ પોષણ નહીં કરે ? જે નિયતા, તુ કે જેના હાથ તૃષ્ણાના દોરથી દ્રઢ બધાએલા છે તેને જન્મ મરણાદિ વિરૂદ્ધ–જન્મ મરણુ ન થાય તે માટે બોધ કરે છે

**द्वादशपंजरिकामय एष, शिष्याणा कथितो ह्युपदेशः ।**
**येषां चित्ते नैव विवेकस्ते पच्यते नरकमनेकम् ॥ १३ ॥**

**દ્વાદશપજરિકામય એષ, શિષ્યાણા કથિતો હ્યુપદેશઃ ।**
**યેષા ચિત્તે નૈવ વિવેકસ્તે પચ્યતે નરકમનેકમ્ ॥ १३ ॥**

**ઇતિ શ્રીમત્પરમહસ–પરિવ્રાચજકા–ચાર્ય–શ્રી–મચ્છક–રાચાર્ય વિરચિત મોહમુદ્ગર સ્તોત્ર સપૂર્ણમ્ ॥**

**અર્થ**—આ બાર ચૂર્ણમય બોધ શિષ્યોને કહેવાયો છે (જેમ રોગ મટાડવાને ચૂર્ણ લે છે તેમ જન્મ મરણરૂપી રાગ મટાડવાને આ ઉપદેશ-રૂપી ચૂર્ણ છે એમ કહેવાનો ભાવાર્થ સમજાય છે ) જેઓના ચિત્તમા વિવેક નથીજ તે અનેક નરકોમા (દુખોમા ર ધાય છે, સ સારના તાપથી બળી જાય છે

**વિવેચન**—જેમ વૈદની પાસે આવે તેને દવા મળે છે તેમ ગુરૂપા આવનાર શીષ્યોને આ બોધ કહેવાયો છે એટલે બોધ લેવા ગુરૂ **પાસે** જવાની જરૂર છે. વ્યવહારમા પણ જેને વિવેક નથા **હોતો તે ખોટ** ગણાય છે તેમ આ અલોકિક કાર્યમા જેને વિવેક નથી સત્યાસત્યનુ **ભાન** નથી, તે સ સારરૂપી તાપથી દૂર ખસી શકતો નથી, અને તાપમા રહે ત્યા સુધી બળ્યા વિના પણ રહેતો તથી

કોઇ પુસ્તકોમા આ સિવાય વધારેના શ્લોકો પણ જેવામા આવે છે, તેમાના બે વધારે જાણવા લાયક નીચે બતાવ્યા છે.

---

મજબુત રીતે બધાએલાને **बोधयति**–બોધ કરે છે **प्रभवादि**–જન્મ મરણ વિગેરે **विरुद्ध**–વિરૂદ્ધ ઉલટુ

**१३ પદચ્છેદ—द्वादश**–બાર **पजरिका**-( ચૂર્ણ ) **मय**, ચૂર્ણમય **एष** – આ **शिष्याणां**–શિષ્યોને **कथित** –કરેલો **हि**–ચોકસ **उपदेश** –બોધ **येषाम्**–જેઓના. **चित्ते**–ચિત્તમા **न एव**-નથીજ **विवेक** –વિવેક તે તેઓ **पच्यते**–ર ધાય છે. **नरकम अनेकम्**–અનેક નરકમા

**यावज्जनन तावन्मरणं, तावज्जननी–जठरे शयनम् ।**
**इतिससारे स्फुटतरदोषः कथमिह मानव तव संतोषः ॥ १ ॥**

યાવજ્જનન તાવન્મરણ, તાવજ્જનની–જઠરે શયનમ્ ।
ઈતિસસારે સ્ફુટતરદોષ. કથમિહ માનવ તવ સતોષ ॥ ૧ ॥

**અર્થ**—જ્યા સુધિ જન્મ ત્યા સુધિ મરણ ખરૂ, અને જ્યા સુધિ જન્મ તથા મરણ છે, ત્યા સુધી માતાના ગર્ભમા સુવાનુ–અધારી કોટડીમા પુરાવાનુ પણ ખરૂ સસારમા આવો ઉઘાડો દોષ–અવગુણ છતા, હે માણસ ! તને અહીં શુ સતોપ અગર સુખ છે ? તાત્પર્ય તને જે સુખ દેખાય છે તે તદ્દન દુ ખમય છે–અમૃત દેખાય છે તે વિષમય છે

**सप्तकुलाचलसप्तसमुद्राः, ब्रह्मपुरदर–दिनकररुद्राः ।**
**न त्व नाहं नाय लाकः, तदपि किमर्थं क्रियते शोकः ॥ २ ॥**

સપ્તકુલાચલસપ્તસમુદ્રાઃ, બ્રહ્મપુરદર–દિનકરરૂદ્રાઃ ।
ન ત્વ નાહ નાય લોકઃ, તદપિ કિમર્થં ક્રિયતે શોક ॥ ૨ ॥

**અર્થ**—સાત પર્વતો, સાત સમુદ્રો, બ્રહ્મા, ઈદ્રિ, સૂર્ય, સદાશીવ, તુ હુ અને જગત એમાનુ કશુ પણ સત્ય નથી છતા શા માટે શોક કરાય છે ? તાત્પર્ય નાશવત પદાર્થો માટે શોક કરવો વ્યાજબી નથી




૧ પદચ્છેદ—**यावत्**-જ્યા સુધિ **जनन**-જન્મ **तावत्** ॥-ત્યા સુધિ **मरणं**-મરણ **तावत्**-ત્યા સુધિ **जननी**-માતાના **जठरे**-ગર્ભમા-પેટમા **शयनम्**-સુવાનુ તે **इति**-આ પ્રમાણે **ससारे**-સસારમા **स्फुट**-ચોખ્ખો ઉઘાડો **स्फुटतर**-વધારે ચોખ્ખો-વધારે દેખાય તેવો **दाष**-અવગુણ **कथम्**-કેમ **इति**-અહી, આ સસારમા **मानव**-હે માણસ ! **तव**-તને **सतोष**-સુખ, આનદ

૨ પદચ્છેદ—**सप्त**-સાત **कुल**-ખડ દેશના **अचला**-પર્વતો **सप्त**-સાત **समुद्रा**-સમુદ્રો **ब्रह्मन्**-બ્રહ્મા **पुरदर**-ઈદ્રિ **दिनकर**-સૂર્ય **रुद्र**-શીવ **न**-નહીં **त्व**-તુ **नअहम**-હુ નહિ **न अयम्**-આ નહીં **लोक**-જગત દુનિયા, સસાર **तत् आप**-તો પણ **किम्**-અર્થ શા માટે **क्रियते**-કરાય છે **शाक**-શોક, દુખ

અમદાવાદ—પીનમશા રોડ ઉપર આવેલા ધી નિર્મળ પ્રિ પ્રેસમા લલ્લુભાઇ ઇશ્વરભાઇ ત્રિવેદીએ છાપ્યુ

# મોક્ષમંદિરમાંથી પ્રગટ થતાં પુસ્તકો.

**જ્ઞાનના જીજ્ઞાસુઓને આવાં સાદાં પુસ્તકો ભાગ્યેજ મળી શકશે.**

મોક્ષપત્રિકા—શ્રીમદ્ ભાગવત ઉપર મોક્ષમંદિરમાં કથા થાય છે. તે કથા લખી લઇ માસીકના રૂપમાં બહાર ગામ જાય છે. સાદિ અને સરલ ભાષામા ઉત્તમ બોધ મળે તેવુ સાધન છે. સંવત ૧૯૭૬ ના મહા માસથી પ્રગટ થાય છે. ( જુના પુસ્તકો પણ પાકા પુઠાથી બંધાવેલા મળી શકશે દરેકની કીંમત રૂ. ૨—૨—૦ ) ... ... ૨—૦—૦

| | |
|---|---|
| ગર્ભોપનિષદ્ ( બીજી આવૃત્તિ છપાય છે ) . | ૦—૨—૦ |
| શ્રી ચર્પટ પંજરીકા . ... | ૦—૧—૬ |
| શ્રી મોહમુદ્ગર . ... ... | ૦—૧—૬ |
| શ્રી તત્ત્વબોધ .. .. ... | ૦—૩—૬ |
| આત્મબોધ શ્રી શંકરાચાર્યનો . | ૦—૩—૬ |
| મણિ-રત્નમાળા ( શ્રી તુલસીદાસજીની ) . | ૦—૨—૬ |
| વેદાંતવિચાર ( શ્રી શંકર તથા મંડન પંડિતનો સંવાદ ) | ૦—૧—૬ |
| ,, બીજુ પુષ્પ . ... ... | ૦—૧—૬ |
| રઘુવંશ પ્રથમ તથા દ્વિતીય સર્ગો પદચ્છેદ ગુજરાતી તથા અંગ્રેજી ભાષાંતર સહિત ... .. .. | ૦-૧૨-૦ |
| રઘુવંશ ત્રીજો સર્ગ પદચ્છેદ તથા ગુજરાતી ભાષાંતર સહિત ( વિદ્યાર્થી પાસેથી દરેક સર્ગે બે આના ઓછા અને દરેક સર્ગે પોસ્ટેજ એક આનો. ) | ૦—૬—૦ |
| સમાસ ચક્ર ... | ૦—૧— |
| શ્રીમદ્ ભગવદ્ગીતા પ્રથમ અધ્યાય ( આવૃત્તિ બીજી ) | ૦—૪— |
| ,, ,, બીજો અધ્યાય ( તૈયાર થાય છે ) . | ૦—૪— |
| ચરોતર-યાત્રા પ્રસંગ-ચરોતરમા યાત્રા પ્રસંગે ગવાયલા રામાયણના પ્રસંગો તથા કિર્તનો .. | ૦—૩— |
| મોક્ષવાણી—તુલસીકૃત રામાયણમાથી ચુંટેલા સુંદર પ્રસંગો .. | ૦—૮— |
| બ્હેનોને સંદેશ . .. ... ... | ૦—૧— |

ઠેકાણું—મોક્ષમંદિર.

**હાજા પટેલની પોળ—અમદાવાદ.**